# सिताहरण नाटक त्रिअंकि.

મોરબી રેલવેના ઓડીટર એન્ડ એકાઉન્ટંટ
મેહે૰ શેઠજીસાહેબ હોરમસજી દીનશાજી
વાડીયાની ખાસ મદદથી.

સર્વ શોખીલા સાહેબોના માટે.
તદન નવીન સુધારા વધારાથી.

બનાવી પ્રસીદ્ધ કરનાર.
શા. ગોકલદાસ લાલચંદ તથા
શા. ઓઘડલાલ ખીમચંદ.
મોરબી—કાઠીયાવાડ.

દોહરો.

પતિવ્રતા પત્નિતણું, સુણજો સજ્જન કાન;
હર્ષ થકી સૌ વાંચજો, સીતા હરણ આખ્યાન.

અમદાવાદ.
ઘીનેકાંટે યુનીયન પ્રીન્ટીંગ પ્રેસ.



સંવત ૧૯૪૫ સને ૧૮૮૯.
કીંમત ચાર આના.

૪૦૫૯

# सिताहरण नाटक त्रिअंकि.

મોરબી રેલવેના ઓડીટર એન્ડ એકાઉન્ટંટ
મેહે૦ શેઠજીસાહેબ હોરમસજી દીનશાજી
વાડીયાની ખાસ મદદથી.

સર્વ શોખીલા સાહેબોના માટે.
તદ્દન નવીન સુધારા વધારાથી.
બનાવી પ્રસીદ્ધ કરનાર.


શા. ગોકલદાસ લાલચંદ તથા
શા. ઓઘડલાલ ખીમચંદ.
મોરબી—કાઠીયાવાડ.


દોહરો.

પતિવ્રતા પતિતણું, સુણજો સજ્જન કાન;
હર્ષ થકી સૌ વાંચજો, સીતા હરણ આખ્યાન.




અમદાવાદ.
ધીનેકાંટે યુનીયન પ્રીન્ટિંગ પ્રેસ.





સંવત ૧૯૪૫ સને ૧૮૮૯.

કીંમત ચાર આના.

# અર્પણ પત્રિકા.

સદા મેહેરબાન મોરબી રેલવેના ઓડીટર
એન્ડ એકાઉન્ટંટ.

## સેઠ સાહેબ હોરમસજી દીનશાજી વાડીયા.

ની હજુરમાં.

મુ. મોરબી.

આપની વિદ્યાવૃદ્ધિ, અપાર પ્રીતી, સ્વદેશના સુભ અર્થે આપનો શ્રમ અને ઔદાર્યતા તેમજ લોકના હીત કરવામાં તન મન ધનથી મદદ કરવા આપ ઉત્સાહીછો. તેમજ અમારી તરફ આપની અપુર્વ મેહેરબાનીની ખાતર આ અલ્પમતીથી રચાયેલું નાનું સરખું પુસ્તક આપ નામદારની તથા આપના સુભેચ્છકોની પવીત્ર સેવામાં અર્પણ કરીએ છીએ. તો કૃપા કરી સ્વીકારશો.

સને ૧૮૮૯
મુ. મોરબી.

વિનંતી.
ગોકળદાસ લાલચંદ.
તથા
ઓધવડલાલ ખીમચંદ—શાહ.

# प्रस्तावना.

હે આર્ય સદગ્રહસ્થો તથા પવીત્ર મીત્રો અમારા મનની અંદર આનંદ થવાથી તથા આર્ય ભાઈઓનાં જ્ઞાન વર્ધક હીતથી સીતા હરણ નામનું એક લઘુ પુસ્તક ઘણીખુશીની સાથ આપ સુજ્ઞ આર્યં બંધુઓના પવીત્ર ચરણ કમલ આગળ નીવેદન કરીએ છીએ.

આ નાટકનો હેતુ જે અયોધ્યાના પ્રૌઢ પ્રતાપી માહારાજા દશરથે પોતાના સદ્ગુણ સંપન, ગુણજ્ઞ, તેજસ્વી, સમયાનુસાર, સુધર્મેંદુ, શુરવીર પુત્ર રામચંદ્રને દેશનીકાલ કર્યા, તેથી તે લક્ષમણ તથા સીતા સહીત ગોદાવરીને તીરે આવ્યા તે વખતે રાવણની બેહેન સુર્પંખા રામચંદ્રના લઘુભ્રાતા લક્ષમણ સાથે વરવા આવી, તેને લક્ષમણે ઘ્રાણ, કર્ણ કાપી નશાડી, જેથી તે લંકેશ પાસે ગઈ, અને તેને સમજાવ્યો. આથી ઉસકેરાઇને રાવણ પોતાના મામા મારીચ સહીત રામચંદ્રના મુકામ પાસે આવ્યો. મારીચે મૃગને વેશે બાગમાં પ્રવેશ કર્યો. આ સુંદર મૃગલો દેખી સીતાજી મોહીત થયા, અને તેના ચર્મની કાંચળી શીવડાવવાને લલચાયાં, તેથી પોતાના પ્રાણપતી રામચંદ્રને મૃગલો મારી, તેનું ચર્મ લાવવા વીનંતી કરી. ઘણી આનાકાની કર્યા બાદ રામચંદ્ર તેનો નાશ કરવા ગયા, તે દરમીયાન રાવણે પ્રપંચ કરી ચીશ પાડી. આ ચીશ સીતાજીના કાને પડતાં પોતાના પતીનીછે એમ જાણી, લક્ષમણને ત્યાં જવાનું ફરમાવ્યું, લક્ષમણે આ સઘળું તરકટથી થએલું એમ-

જાણી જવાની ના કહી, પરંતુ સીતાજીએ તે નહી માનતાં તેને હૃદય ભેદક વચન કહી જવાની ફરજ પાડી, તેના ગયા બાદ પાછળથી રાવણે સીતાનું હરણ કરી, લંકા તરફ ગમન કર્યું.

જ્યારે રામચંદ્ર તથા લક્ષમણ મૃગનો વધ કરીને પાછા આવ્યા, તે વખતે તેની ચંદ્રમુખી સ્ત્રી સીતા નજરે નહીં પડતાં, શોધ કરવા સારૂં એક હનુંમંત નામના કપીને મોકલ્યો, તે તેની શોધ કરી પાછો આવ્યો. પછી રામચંદ્રજી સૈન્ય સહીત લંકા જઇ રાવણ વીગેરે યોદ્ધાને સંહારી, તથા રાવણના ભાઇ વીભીક્ષણને રાજ આપી સીતાસહીત અયોધ્યા તરફ ગમન કર્યું.

આ વખતે શાણા સદગ્રહસ્થો સમક્ષ અમારી વિજ્ઞપ્તિ જે ભુલ ચુક નજરે આવે તે તરફ નજર નહીં કરતાં માત્ર સાર ગ્રહણ કરી માફી બક્ષશો.

| | |
|---|---|
| સને ૧૮૮૯ | ગોકળદાસ લાલચંદ<br>તથા |
| મુ. મોરબી. | ઓધડલાલ ખીમચંદ.<br>મણિરત્નના મેનેજર. |

---

## પાત્રજનો.

**સુત્રધાર** ......................નાટક ભજવી બતાવનાર.
**નટી**......................................તેની સ્ત્રી.
**રામચંદ્ર**..............................અયોધ્યાપતી.
**લક્ષ્મણ**.................................તેનો ભ્રાત.
**સમરાસુર**..................એકરાક્ષસ (રાવણનો ભાણેજ)
**સુર્પનખા**..........................રાવણની બેહેન.

૪૦૬૮

# सिता हरण नाटक त्रित्यांकि.

## અંક ૧ લો.

સુત્રધાર— મંગલા ચરણ.

ગીતિ.

હે જગતના કર્ત્તા સ્વામિ, અચળ અકળ શુદ્ધ મતી છે તારી;
સ્તવન કરીએ તારૂં, વિઘ્ન રહીત ભજવવા દે મતિ સારી.

હરિગીત છંદ.

સદ્‌ગુણ તણા ભંડાર, રાજા જનક મિથિલના પતી;
પુત્રિ તેની જગતમાત સીતા, જે હતી મહા સતી.
તેનું નાટક કરવાને, દિલ માંહે થઈ અતીરતી;
સિદ્ધ કર અમારૂં કાર્ય, હે દયાળુ રૂક્ષમણી પતી.
સીતાનું હરણ કરી ગયો, હતો લંકા તણો પતી,
રામે તેને હણી દિધો, જો મેલી નહિ તેણે સતી.

સર્વપાત્રો— ઇશ્વર સ્તુતિ.

રાગ કલ્યાણ.

(શ્રી જગતપતી એ રાહ.)

અશરણ હે હરી, અમ અર્જ ઉર ધરી;
આપ સન્મતિ અમોને, કૃપા અતી કરી. અશરણ.
સર્વ જગતનો તું છું ત્રાતા, અમો દીનકી બાળ;

વિઘ્ન અમારા પ્રીતે ટાળો, પ્રભુ દીન દયાળ. અશરણ.
સર્વ પ્રાણીનો સરખો પ્રેમી, ન્યુનાધિક ના કામ;
આસ્તિક જન છે તુજને પ્યારો, નાસ્તિક દુસ્મન હોય અ૦
આનંદ અમો પામી પુરા, દેખી તાહરા કામ;
સુખકર્ત્તા છો સર્વ પ્રાણીને, પરમ ઈશ તમામ. અશ૦
ભર્ત્ત ભુમીમાં પ્રસરે વિદ્યા, વીનય અને વીવેક;
સ્વદેશા ભિમાન નીતિ, ન્યાય અને નેક. અશરણ.
ખચિત્ત દિલથી માગી આજે, એ વર તારી પાસ;
નમન કરેછે નાટક પાત્રો, દીન તાહરા દાસ. અશરણ.

(નાંદિ થઈ રહ્યા પછી.)

**સુત્રધાર**—અહો આર્ય શાણા ગ્રહસ્થો અમો આજે મોરબી નિવાશી શા. ગોકલદાસ લાલચંદ ત્યા ઓધડલા૦ ખીમચંદ વીરચીત **सिता हरण नाटक** ગદ્ય તથા પદ્ય સહીત ભજવી બતાવનાર છીએ, માટે હે સદગ્રહસ્થો એક ચીત્તે શ્રવણ કરશો, એવી અમારી વીનતી છે.

(નટીને બોલાવે છે.)

**નટી**—(પ્રવેશ કરીને) પ્રાણનાથ શી આજ્ઞા છે.

**સુત્રધાર**—પ્રીયા! આ સદ ગ્રહસ્થો સમક્ષ એક આનંદ યુક્ત ગાયન કરી, સભાને રંજન કર.

**નટી**—શા વિષયપર.

**સુત્રધાર**—પ્રીયા! તારી મરજી મુજબ.

**નટી**—પ્રાણનાથ! આપની આજ્ઞાને તાબે છું.

**સુત્રધાર**—પ્રીયા! જલદી કર.

**નટી**—ગાય છે.

### લાવણી.

(મુને ક્ષમા કરો દીલેશ એ રાહ.)

ચંબેલી આકના ફુલ અતીશે દેખી,
થાઊં સાન્દાશ્ચર્યે કેતકી ડોલર પેખી.
ગુલબાસ મરવા તણી સુવાસ ગમે છે,
આ કરણ આદી માહીં મન ભમે છે.
જુઇ જાઇ તણી તો સુગંધ પીયુ છે ભલી,
ચંચ, ચોખલી વારેવારે જોઊં હું કદળી.
ધન્ય ધન્ય પ્રભુ છે, ધન્ય તારી મતીને,
મન પ્રફુલીત થાયે, દેખી તારી કૃતીને.

**સુત્રધાર**—પ્રીયા! બહુ સારૂં ગાયું. (એમ કરી બંને જણ જાયછે.)

---

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—વન.

### પાત્ર—લક્ષ્મણ, સમરાસુર, સુર્પન્ખા.

(લક્ષમણ રામચંદ્રની આજ્ઞા લેઇ વનમાં ફળ લેવા જાયછે) એટલામાં એક વાંસનું જાળુ તથા તેની પાસે એક શમશેર પડેલી જોઈ, તે જાળાને થડ મુળથી જ્યાં કાપી નાખેછે, એટલે તેમાંથી એક રાક્ષશ કપાયો જોઈ, અરે! મે આ શુ દુષ્ટ કર્મ કર્યું, અરે!! એ પાપથી હું કયારે મુક્ત થઇશ, હાય! હાય! આ શો કોપ મે કોઇ માહાત્માનો

વધ કર્યો, હાય! હાય! મને માન સુકન થયા હશે, એમ કહી શોચના કરેછે,

**લક્ષમણ—** **માલિની છંદ.**

શીવ શીવ શીવ આ મેં, કૃત્ય કીધું નઠારૂં,
હર હર હર વીભો, દીલ દુઃખાય મારૂં;
ધિક ધિક ધિક મુંને, ધીક મારીજ બુદ્ધિ,
નકૂટ મતિ સુ, ઝીશ્રીરંગહે ગુણનીધી.

હાય! હાય! ઈશ્વર! હે ગુણ સાગર, હે દીન દયાલ, હે જગતના પાલનાર પરમેશ્વર, મને કાંઇ રસ્તો બતાવ, એમ કહી રામ પાસે જાયછે, એટલામાં અતિશય સુંદર વેશ ધારણ કરી, સુર્પનખા આવેછે,

**ગજલ.**

( ઇંદ્રસભામાં ચાલતી ઢબની )

શણીએ લક્ષમણ મેરી અર્જ એકહે,
ઇંતેજાર હું વરનેકું આપ વિવેકસેં;
મેં તુમેરી કામની ને આપ મેરે ખાવિંદ,
આપ વિણ મેં કર્યાથા, હરામ આબનિંદ.

**લક્ષમણ—** **ગીતી.**

રામની આજ્ઞા કેમ લોપું, કોપે બ્રહ્માંડનો ત્રાતા;
જેષ્ટ બંધુછે મારો, આજ્ઞા લોપાય નહિ સાક્ષાતા.

માટે હે નારી તુ અહીંથી ચાલીજા. (એમ કહી લક્ષ-મણ જાય છે) ( જાય છે )

---

## પ્રવેશ બીજો.

### સ્થળ—પંચવટી.

**પાત્ર**—સીતા, રામ, લક્ષમણ, સુર્પનખા, વીગેરે પ્રવેશ કરેછે

**સીતા**—અહો પ્રાણનાથ, લક્ષમણ હજુ સુધી પુષ્પ લઈ કેમ આવ્યા નહીં.

**રામ**—પ્યારી જંગલના રસ્તા બહુ વિકટ છે, માટે જરા વાર પણ લાગે.

**સીતા**—પ્રાણનાથ ! લક્ષમણને હમેસની પેઠે આવવાનો સમય પુરો થઈ રહ્યો છે, ને આજ વિલંબ થયો તેનું કારણ શું હશે.

**રામ**—પ્યારી ! હમણાં આવશે.

**સીતા**—પ્રાણનાથ ! ક્ષત્રીવિર પુરૂષને શીરીતે ચાલવું, તે સાંભળવાની મારી આપેક્ષા છે.

**રામ**—પ્યારી ! તારી સાંભળવાની ઈચ્છા છે, માટે સાંભળ.

### શ્લોક.

**પ્રજાનાં રક્ષણંદાન,મિજ્યાધ્યયન મેવચ;**
**વિષય ષ્વપ્રસક્તિશ્ચ, ક્ષત્રીયસ્ય સમાનતઃ॥**

**ભાવાર્થ**—પ્રજાનું રક્ષણ કરવું, દાન આપવું, યજ્ઞ કરવો, ભણવું, અને સંસારના ભોગવીલાસમાં આશક્ત નથવું, એ પાંચ ક્ષત્રીઓના ધર્મ છે.

**સીતા**—હા પ્રાણનાથ ! એ પાંચ ધર્મ પ્રમાણે ક્ષત્રીયોને વર્તવાનું છે, એટલામાં લક્ષમણ આવે છે.

**લક્ષ્મણ**—(રામ પ્રત્યે)

**( કહો પુત્રી કેશરબા એ રાહ. )**

અરે જેષ્ટ બંધુ કર્યું કુડું કાજ, મેં માર્યો છે તપસ્વીને આજ;
માટે તમે બતાવો સારો ઉપાય, જેથી મારૂં પાપ નીવારણ થાય.
એ પાપ મારાથી થાય ના સહન, દિલગીર થાયછે મારૂં મન;
મેં આજે કીધુંછે સાહસ કર્મ, તપસ્વી મારીને કર્યોછે અધર્મ.

**રામ**— રાગ ઉપરનો.

અરે બંધું શાને કરેછેરે શોષ, એ કૃત્યમાટે નથી કંઇ દોષ;
માટે તું થઇશ નહિ દિલગીર, અસુર તેં માર્યોછે મારા વીર.

**લક્ષ્મણ**—ભ્રાતા હવે મારૂ મન શાંત થયું, હવે હું વનમાં ફળ ફુલ આદી લેવા જાઉછું. ( જાય છે) એટલામાં સુર્પનખા આવે છે.

**સુર્પનખા**— **(કલ્યાણ.)**

શ્રી ઉમાપતિ એ રાહ.

શ્રી જગત પતિ, કરૂછું વિનતી,
હોંશ મારી પુર્ણ કરો હે ધરાપતી;
અધીક રૂપ, ગુણના કુપ, એ ભર્ત્તાછે ઇશ,
નિર ગ્રહણ તેથી કરાવો હે પ્યારા જગદીશ. શ્રી.
સ્વામિ વીના સંસારમાં માણવું એ ફોક,
મને વિશ્વનાથ સદા થાયછેરે શોક; શ્રી.
યૌવન પુર્ણ પ્રફુલીત થઈ ગઈ વિભુ,
માટે કૃપા કરો તમે પરણાવવા શંભુ. શ્રી.

**રામ**—**(સ્વગત)** આ ખરેખર ઢોંગ કરીને આવી છે, એ

ક્ષત્રીનારી નથી, પણ ખરેખર એ કપટી (રાક્ષશી) રૂપછે.

**રામચંદ્ર—(ચાસન)**

( સુણો દીલી તખ્ત ધરનાર એરાહ )

અરે ચંડાલ થા અહીંથી તું દુર,
પ્રપંચ દુષ્ટ શાને કરેરે;
કન્યા કુંવારી નથી તું જરૂર. પ્રપંચ.
ઓળી ચોળી કર્યા બેશ કેશ. પ્રપંચ.
જેથી ચોરાય ન ચીત મારૂં લેશ. પ્રપંચ.
વીચીત્ર વેશ બતાવે તું નાર. પ્રપંચ.
તેથી ફળ નવ મલે તુંને ધાર. પ્રપંચ.
ધીક ધીક તુંને વનીતાય. પ્રપંચ.
તુંને દેખી દાઝ નવ ઓલવાય. પ્રપંચ.
તારૂ હ્રદય છે કપટથી પુર. પ્રપંચ.
આ અસી થકી કરૂં હાડ ચુર. પ્રપંચ.
પણ પ્રચંડ પાપ સ્ત્રી હત્યાય. પ્રપંચ.
શીખ દીલ ધરી વેગે ચાલી જાય. પ્રપંચ.

**સુર્પનખા— ( રાગસીતાજીના મહીનાનો )**

મને કહોછો દુષ્ટ વચન, પ્રભુ જરા વારમાં;
સ્વામી વિના ન મળે સુખ, વિભુ સંસારમાં.
હું નાનકડીશું નાર, પ્રભુ કરો સહાયરે;
મારૂં દિલ બહુ મુંઝાય, રોઇ રોઈ હાયરે.
હું છુ ઉંચ કુળનીરે બાળ, પ્રભુ દિલ ધારજો;

અવર જાતી નથી પ્રમેશ, કેહેવું સત્ય માનજો.
અમો અબળા તણો અવતાર, ઈશ હવે શું કરૂં;
રોઈ રોઇને દેહ તજીશ, પ્રભુ હવે મરૂં.
માટે કહો તમ વીરને આજ, વરે મુને સર્વથા,
કહી તમ આગે પ્રભુ આજ, દુઃખ મારાની કથા.

રામચંદ્ર—(સ્વગત) આ ખરેખર જાદુગારી કપટ કરીને આવી છે, તે કાંઇ ક્ષત્રી જાતી નથી, એ નારી હઠ મેલશે નહી, માટે હવે કાંઈ ઉપાય કરૂં. (ચાશન)

રામચંદ્ર— ગજલ.

જા કામની વરશે તુંને, લક્ષમણ મારો ભ્રાત;
તારે એ સ્વામીની સાથ, વરવા હોય જો ખાંત.
એ લક્ષમણ વીર ગયાછે, જંગલની મોઝાર;
માટે એની પાસે વેગે, જાતું આણીવાર.

સુર્પનખા—હે રામચંદ્ર મુને હાથમાં લખીદીઓ કે લક્ષમણ મને પ્રીતેથી વરે.

રામચંદ્ર— ગજલ.

કેમ અડું તારે હસ્ત, મારે પત્નીવ્રત;
માટે પીઠ ફેરવ તું, માની મારો મત;

એટલે સુર્પનખા વાંસો ફેરવેછે, એટલે રામચંદ્ર લખેછે કે આનુ ધ્રાણ, કર્ણ કાપી નાખજો, કારણકે તે કપટ કરીને આવીછે, એટલે સુર્પનખા લક્ષમણ આગળ જાયછે. (જાયછે)

---

## પ્રવેશ ત્રીજો.

### સ્થળ—વન.

**પાત્ર—લક્ષમણ—સુર્પનખા** વીગેરે.

લક્ષમણ વનમાં ફુલ વીણેછે, અને કહેછે કે આહાહા ! ગુલાબના ફુલ તારી શોભા શીછે, ને તારી સુગંધ પણ બહુ ભભકાદારછે, આહાહા! ચોખલી તારી.શોભા પણ અવધીછે (એમ બેઠા બેઠા વીચાર કરેછે, એટલામા સુર્પનખા આવેછે.)

**સુર્પનખા—** **(ઝીંઝોટી દાદરો)**

મારાકંથ મારાકંથ મારાકંથરે મારાકંથ;
વાંસેજે લખેલુંછે તે વાંચો કંથરે. મારાકંથ;
સારો ઉપદેશ આપેછે ગુણવંતરે. મારાકંથ;
મુજ સાથ વરવા માટે રાખો ખંતરે. મારાકંથ;
સઘ કામ હવે કરો પ્યારા કંથરે મારાકંથ

(પોતાના જેષ્ટ ભ્રાતા રાંમચંદ્રનો એવો ઉપદેશ સાંભળી, તરતજ તેનો ચોટલો પકડયો, અને તેનાં નાક તથા કાન કાપી નાખ્યાં, એટલે તરતજ એક ભયંકર બુમ પાડી, પોતાનું ભયંકર રૂપ ધારણ કર્યું, તે એવું કે ખરના જેવું મુખ મોટા છુટા કેશ, મોટા સ્તન, લાલ રશના, તથા નાકેથી, શોણીતની ધાર ઝર્યા કરે છે, કર્ણ કેડસુધી લાંબા પથરાયેલ એવું રૂપ ધારણ કરી, બૂમો પાડતી નાઠી. (લક્ષમણ ઉભા થઇને ચાલો હવે રાંમચંદ્રની પાસે જઈએ એમ કરી જાયછે.)

(જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થલ—પંચવટી.

**પાત્ર—સીતા, રામચંદ્ર, લક્ષમણ, પાછળથી બીજા રાક્ષસો તથા સુર્પનખા પ્રવેશ કરેછે.**

(રામચંદ્ર બેઠા છે એટલામાં લક્ષમણ આવે છે.)

**લક્ષમણ**—હે પવિત્ર ભ્રાતા, આપના કહેવા પ્રમાણે કાર્ય કરી હૂં અહીઆં આવ્યોછું અને હજુ આપની આજ્ઞા હોય તે કહો.

**રામચંદ્ર—(ઓધવજી સંદેશો કેજો સ્યામને એ રાહ.**

કનિષ્ટ ભ્રાતા સાવધ થઈ તું બેસજે
આવશે અહીંયા દશાનનના દુત જો
સુપર્નખા મારખાઈને ગઈછે અતી ઘણો
માટે રાક્ષશો આવશે અબધુત જો — કનિષ્ટ.
એ અસુરથી ડરીશ નહી તું બંધવા
આગળ રાખો બાંણ ધનુષ તરવાર જો
એ રાક્ષશોને ગર્વ છે અતી ઘણો
તેને ટાળવા ભ્રાત થાજો તૈયારજો — કનિષ્ટ.
સુર્પનખાનો ભ્રાતા રાવણ આવશે
તેને દર્પ તણો ભર્યો ને ભંડારજો
તેને નિવારણ કરજો તુંતો બંધવા
એના મગરૂબનાં ઉઘાડો દ્વારજો. — કનિષ્ટ.

**લક્ષમણ**— **રાગ ઉપરનો.**

એની ફિકર રાખું નહીં હું ભ્રાત માહરા
એ અસુરોનો મોટો છું કાળજો

મને લડવાતણી તૃષા છે અતી ઘણી,
માટે મારવા ગણું હું મોટી લાણજે. એનો.

**રામચંદ્ર**—ભ્રાતા હવે તૈયાર રેહેજે.

( એટલામાં રાક્ષસો હોકારો કરી હસ્તમાં હથીઆરો લેઇ આવ્યા.)

**રાક્ષસો**—અરે તમે કોણ છો? અને આ અમારા વનમાં આવીને કેમ તોફાન કરોછો, હવે તમારો કાળ નજીક આવ્યો છે એમ જાણજો.

**રામચંદ્ર**—અરે કનિષ્ટ! તમારા જેવા રાક્ષસોનો હું કાળછું.

**રાક્ષસો**—અલ્યા મનુષ્ય! વિચારીને બોલ, તારા જેવા માણસો તો અમારો ભક્ષછે.

**રામચંદ્ર**—હે દુષ્ટ રાક્ષસો! હું તમારો ભક્ષ નથી, પણ તમારો કાળ આણનાર છું. હવે તમે બધા જીવવાની આશા છોડી દેજો. એટલામાં રામચંદ્ર ધનુષ્યનો ટંકાર કરી બાણો મુકવા લાગ્યા, ને રાક્ષસોએ પણ લડવા માંડયું. રામચંદ્રે થોડી વારમાં બધા રાક્ષસોનો નાશ કર્યો.

**રામચંદ્ર**—હે કનિષ્ટ ભ્રાતા લક્ષમણ! અહીંઆ મોટું યુદ્ધ થવાનું છે માટે સાંભળ—

**ગીતિ.**

હે ભ્રાતા સીતાને લઇને, જાતું પર્વત મોઝાર;
કેટલાએક અસુરો, આવશે લડવા કાજે આહાર.
અહીંઆ યુદ્ધ મોટું થવાનું, સાંભળને મુજ ભ્રાતા;
માટે સીતાને મેલી આવો, પર્વત માંહે શાક્ષાતા.

**લક્ષમણ**— **દોહરો.**

જ્યેષ્ટ બંધુ હું જાઉંછું, નવ લગાડું વાર.;

સિતાને મેલવા સારૂં, થાઉં છું તૈયાર.

(એમ કહી લક્ષમણ સીતાને મેલવા સારૂ પર્વતમાં જાય છે, એટલામાં સુર્પનખા બીજા અસુરોને લઈ આવે છે. તે બધાનો રામચંદ્ર નાશ કરેછે, એટલે સુર્પનખા નાશીને લંકામાં ગઈ. એટલામાં લક્ષમણ સીતાને લેઈને આવે છે.

**પ્રથમ અંક સમાપ્ત.**

**પાત્રજન.**

| | |
|---|---|
| રાવણ | ...લંકાધિપતી |
| સુર્પનખા | ...તેની બેહેન |
| ઈંદ્રજીત | ...તેનો પુત્ર |
| વિભીક્ષણ | ...તેનો ભાઈ |
| મારીચ્ય | ...તેનો મામો |
| અક્ષય | ...તેનો પુત્ર |
| બ્રહ્મા | ...ઈશ્વર અવતાર |
| રામ | ...અયોધ્યાપતી |
| લક્ષમણ | ...તેનો ભ્રાતા |
| સીતા | ...તેની પત્ની |
| ત્રીજટા | ...મંદોદરીની દાસી |
| શર્મા | ...વિભીક્ષણની સ્ત્રી |
| મંદોદરી | ...દશાનનની સ્ત્રી |
| હનુમંત | ...અંજની સુત |
| જાંબુવાન | ..રામનો સેવક |
| સુગ્રીવ | ...સદર |
| અંગદ | ...સદર |
| વાલી | ...કિશકીંધાપતી |
| તારા | ...તેની સ્ત્રી |

# અંક ૨ જો.

---

## પ્રવેશ પહેલો.

**સ્થલ—રાવણનીસભા.**

**પાત્ર—સુર્પનખા, રાવણ અને મારીચ્ય.**

(રાક્ષસો તથા સિપાઇઓ વીગેરે બેઠાછે, અપ્સરાઓ નાચ કરેછે, દશાનન ઉપર ચામર થયા કરેછે, એટલામાં સુર્પનખા રૂધીરે ઝરતી આવેછે;

**સુર્પનખા—** **(રાવણને)**

(મુઝે છોડચલા બનઝારા એ રાહ)

હે સાંભળ બંધવા મારા, આજે કૃત્યો થયારે નઠારા.
યુક્તિ કરી લેવાને નાર, રાખી અંગ ઉમંગ અપાર,
તે વૃથા ગયું વીર પ્યારા, આજે કૃત્યો થયારે નઠારા,
તું કેહેવાગે લંકનો ધણી, તારી આંણ ફરેછે ઘણી,
માટે વીશાદ આણ અપારા, આજે કૃત્યો થયારે નઠારા,
એણે કાપ્યાં નાશિકા કર્ણ, તે થયુંછે તુલ્ય મર્ણ;
માટે જવા કર વિચારા, આજે કૃત્યો થયારે નઠારા;
માટે કર સિતાનું હર્ણ, નહિંતર પામીશ હું મર્ણ;
સધ કર જવા તૈયારા, આજે કૃત્યો થયારે નઠારા;
તુજ રાજ મોટું કહાવે, પણ કુળ તારૂં લજાવે.
તારા બળને છે ધિક્કારા, આજે કૃત્યો થયારે નઠારા,
તેં ઇંદ્રને દાસજ કીધો, તેં પવનને તાબે લીધો;

જા, પંચવટી મોઝારા, આજે કૃત્યો થયારે નઠારા;

રાવણ— **માલિની છંદ.**

જઈશ જલદિ હું, ચીંત્તા ન રાખોજ એની,
જઈશ જલદિ હું, દરકાર મારેજ કેની.
જઈશ જલદિ હું, નારી હરવાં કાજ આજે,
જઈશ જલદિ હું, સંહારવા જુગ્મ કાજે.

**ગીતિ.**

એની ફીકર નવ કરીએ, તુર્ત જાઉં હું રામ પાશે;
હમણાં લાવું નારીને, ઉર ઉદાસ તું નહીં થાશે.

**સુર્પનખા**—હે! ભાઇ હવે ત્વરાથી જાઓ.

(રાવણ પોતાના મામા મારીચ્ય પાસે જાય છે.)

રાવણ— **ગજલ.**

( ઇંદ્રસભામાં ગવાતી ચાલતી ઢબની )

ઉઠોને મામા તમે, થાવો હવે તૈયાર,
કામ જે બતાવું તે, કરોને નીરધાર;
રામને લક્ષ્મણ ભ્રાતા, રહ્યા જંગલમોઝાર,
વળી તેની શાથ એક, ચંદ્રમુખી નાર.
તેને હરી લાવવી છે, મારે મામા આજ,
માટે મૃગલો થાઓ તમે, શરે મારૂં કાજ;
રામ પાસે ગઇ હતી, સુર્પનખા મારી બેન,
નાશીકા કાપ્યું તેથી, પડે ન મુને ચેન.

**મારીચ્ય**—હે દશાનન હું ત્યાં આવનાર નથી.

**રાવણ**—મામા તમારે આવવું પડશે. કારણકે મારે સીતાનું હરણ કરવું છે, બનતી મદદ કરશો જેથી હું આભારી થઈશ.

**મારીચ્ય**—ભલે ત્યારે આવીશ, અને હું બે મુખો મૃગ થઇશિ, અને ત્યાં બાગમાં ફરીશ. એટલે રામચંદ્ર મારો વધ કરવા આવશે. ને પાછળથી તમો સીતાનું હરણ કરી જજો.

**રાવણ**—મામા હવે જલદી તૈયાર થાઓ.

**મારીચ્ય**—ચાલો, (એમ કહી નીકળી જાયછે.)

---

## પ્રવેશ બીજો.

### સ્થળ—પંચવટીમાં સીતાનો બાગ.

### પાત્ર—રામ, લક્ષમણ, સીતા, બેમુખો મૃગ, અને જોગી વેશે રાવણ.

(મૃગ બાગમાં ચરેછે, એટલામાં તે સીતાજીની નજરે પડ્યો કે તરતજ રામચંદ્રની પાસે આવ્યાં.)

**સીતા**— **ગજલ.**

( ઇંદ્રસભામાં ચાલતી ઢબની )

શુણો સ્વામીનાથ, એક વાત માહરી,
એ મૃગલાનો દેહ જુવો, તમે મન ધરી.
અંગ કંચન સરખું શોભતુંરે સ્વામીનાથ,
બુટા મણીમય જોઈ, મન મોહે એની સાથ.
માટે ઉઠો તમે વેલા, મારવાને કાજ,
ચોળી કરાવો મુજ સારૂં, તમે રઘુરાજ.

**રામચંદ્ર**— **રાગ સદર.**

એ શું બોલી વેણ તું, થઈ સતી નારી,
પશુને વધ કરવો નહીં, જો તું વિચારી.

**સીતા—** રાગ ઉપરનો.

તમે પાપથી ડરોછો, પ્યારા સ્વામીનાથ,
રણ વાટે જીવ કેમ હરોછોરે અથાગ.

**રામચંદ્ર**—ઘણું ઘણું સમજાવે છે. પરંતુ સીતાજી પોતાની હઠ મુકતાં નથી.

**રામચંદ્ર**—લક્ષમણને હે ભ્રાતા! હું મૃગનો વધ કરવા જાઉછું, અને અહીંઆ અધર્મના કરવાવાળા રાક્ષસો ઘણા ફરે છે. માટે સાવચેતી રાખી સીતાનું રક્ષણ કરજો—

**લક્ષમણ**—હે જેષ્ટ ભ્રાતા, એના વિશે તમારે કાંઈ ફીકર રાખવી નહીં, એમ કહી રામચંદ્ર મૃગને મારવા બાગમાં ગયા, ને મૃગને મારવા માંડયું કે તરતજ પેલા મૃગે નાશવા માંડયું, એટલે રામચંદ્ર તેની પાછળ દોડ્યા અને તેનો વધ કર્યો.

રાવણ જે સીતાજીની મઢી આગળ ઉભો છે તેને બુમ પાડી કે ઓ! લક્ષ્મણ તું ધાજે. મને ભીડ પડીછે. એ શબ્દ સીતાજીને કાને પડ્યો કે તરતજ—

**સીતાજી—લક્ષમણ— લાવણી.**

( હે ભરથરી ભ્રાતા વિચારીને એરાહ )

હે લક્ષ્મણજી (૨) તમે શુણોને મારી વાણ,
શબ્દ રઘુરાયે કર્યો, તે તમે શુણોને સુજાણ.
એ ખરેખર (૨) એમાં નહીં કાંઈ સંદેહ,
માટે તમે ત્યાં જાઓને ધરીને હૈડે સ્નેહ.

નવ લગાડો (૨) તમે લક્ષ્મણ ઝાઝીવાર,
ધનુષ્ય સહસ્ત્ર બાણ લઈને, થાઓ તમે તૈયાર.

લક્ષમણ— રાગઉપરનો.

અરે ધિર રાખો (૨) તમે સિતાજી મન,
એ કપટી તમે જાણજો, નવ રામતણા વચન;
કદી આવે કોય (૨) તો રામ ચડાવે બાણ,
એક શર ચઢાવે ત્યાં, કરી નાખે કચર ઘાંણ.
ધૈર્યતા પકડી (૨) બેસો સીતાજી મન,
જંગલમાં એવા ઘણા છે, ભમતા કપટી જન;
માટે કેમ જવાય (૨) આજ્ઞા કરીને ભંગ,
સત્વર અહીંઆ આવશે ચર્મ લઇ શ્રીરંગ.

(એવું સાંભળી સીતાજી લક્ષમણને હ્રદયભેદક વચન કહે-છે. તે સાંભળી લક્ષમણ મુર્છાગત થાય છે. અને થોડીવાર પછી સાવધ થઇ ધનુષ્ય હાથમાં લેઇ રામ પાસે જાય છે. "નેપથ્યમાં ભીક્ષાનદેહી, ભીક્ષાનદેહી, એવું સાંભળી સીતાજી કહે છે."

સીતાજી— ગજલ.

શુણોને મહારાજ, એક વાત માહરી,
વિનતી મારી દિલે લેજો, દયા અતિકરી;
કોહોતો કરી આપું ભોજન, તમને ભાવતાં,
વિલંબ ઝાઝો નહીં થશે, હરીને આવતાં.

જોગી— રાગઉપરનો.

કયા કરના ભોજન, અમેપર હાથકા,

ચુપટી અન્નમાં ક્યા હે કામ, રઘુનાથકા.
દેતા હોતો દે આટાકું, નારી ઇશ ઘડી,
નહીં તો જાયગે દુસરે દ્વાર ખલક હે પડી.

**સીતાજી**—હે કપટીરૂપ તારા બોલવા ઉપરથી તું જોગી નથી પણ ભોગી છે.

**જોગી**— **રાગ ઉપરનો.**

અરે રામ રામ કરો, ક્યા બોલ્યા બચન,
હમતો કપટી રૂપ નથી, જાણો તુંમકું મન.
ફલ અગર ફુલ હોય તે, આપ મુઝે નાર,
હમે તો લઇને ચાલ્યા જાયે, ફીર દુસરે દ્વાર.

**સીતાજી**—એવું સાંભળી મનમાં ધાર્યું કે આ રાવણ છે તે મારૂં હરણ કરવા અહીં આવ્યો છે. માટે છાંયારૂપ ધારણ કરવું પડશે. એમ કહીને મઢીમાંથી ફળ આપવાને હાથ પેલી લીંટીથી બહાર કાઢે છે, કે તરતજ હાથ ખેંચી લેઇ ચાલવા માંડયું, તેથી સીતાજી શોચના કરેછે.

**સીતાજી**— **મનહર છંદ.**

કેમ અડયો સતીનાર, દુષ્ટ આવીને આહાર;
તુજને બહુ ધિક્કાર, ધિક્ક તારા હાથને.
ભવિષ્ય તણો વિચાર, કરતું મન મોઝાર:
લાગશે તુજને માર, ધિક્ક તારી જાતને.
આવ્યો તો માગવા અન્ન, કરીને કપટી મન;
છેહ દીધો આજ દન, ધિક્ક તારી માતને.
જો આવશે જગદીશ, કાપશે એ તારાં શીશ;
ત્યારે દુષ્ટ તુ મરીશ, ધિક્ક તારા તાતને.

રાવણ— દોહરો.

લંકપુરીનો રાયછું, રાવણ મારૂં નામ:
તુજ ઉપર આશક થઇ, હરવા આવ્યો આ ઠામ.
લક્ષ્મણથી ડરતો નથી, કોણ તારો છે રામ;
છો આવે એ બે જણા, કરીશ હું સંગ્રામ.
(એમ કહી ચાલ્યો જાય છે.)

## પ્રવેશ ત્રીજો.

### સ્થલ—લંકામાં અશોક બાગ.

### પાત્ર—સીતાજી, ત્રીજટા અને શર્મા.

(સીતાજી બાગમાં બેઠાં બેઠાં અતિશય આક્રંદ કરેછે. એટલામાં શાણી ત્રીજટા પ્રવેશ કરે છે—

**ત્રીજટા**—હે જગત માત સીતાજી, છાનાં રહો બહુ રૂદન કરવાથી આપનું કોમળ શરીર તવાઇ જશે, ને રામચંદ્ર જે ગુણનિધાન, હરકત હરણ કરનાર, દુઃખ દુર કરનાર, નીતિથી ચાલવા વાળા, અને કરૂણા કરવા વાળા, એવા જે માહા પુરૂષ શોધ કર્યા વિના કેમ રહેશે? નહીં, નહીં, એમ કદી બનવાનું નથી ખરેખર તે શોધ કર્યા વિના રહે નહીં. વળી અધર્મનો કરવા વાળો, અનીતિથી ચાલવા વાળો, દર્પમાં ડુબેલો એવો જે દશાનન તેનો તે કાળ કરશે. માટે હે સીતાજી ધૈર્યતા પકડી શોચને દુર કરો—

**સીતાજી**—પ્યારી ત્રીજટા જેમ—

દોહરો

ચાતક ને પ્રીય મેઘછે, સ્રીને વાલી વાત;

મધુકરવાલું પુષ્પછે, ચકોર ઉજવલ રાત;

તેમજ મને એક રામનું નામ વહાલું છે ને તેમના વગર મુને ચેન પડતું નથી.

(એટલામા શર્મા આવેછે)

**શર્મા**—હેજગત માત સીતા, છ ગુણ સંપન્ન ધર્મપત્ની નમન કરૂંછુ.

**સીતાજી**—ત્રીજટાને—આ કોણ છે?

**ત્રીજટા**—એ રામ ભક્ત વિભિક્ષણની સ્ત્રી શર્મા છે.

**સીતાજી**—શર્માને-જા, જા, હું તુંને વચન આપુછું કે જ્યારે રામચંદ્ર દશાનનનો કાળ કરશે, ત્યારે તમે નરનારી રાજ ભોગવજો. એ મારૂં વચન છે.

**શર્મા**—ત્રીજટાને-સીતાજી એક પુજવા લાયક, અને અહર-નિશ દેદાર કરવા લાયક છે.

**ત્રીજટા**—ખરેખર તેમજ. ( એમ કહી ચાલી જાય છે. )

## પ્રવેશ ચોથો.

### સ્થળ—પંચવટી.

### પાત્ર—રામચંદ્ર અને લક્ષ્મણ.

( રામચંદ્ર તથા લક્ષમણ મૃગને મારી મૃગચર્મ લઇને આવ્યા અને આશ્રમમાં કોઇને નહીં દેખવાથી. )

**રામચંદ્ર**--(લક્ષ્મણને) અરે! મુજ કનિષ્ટ ભ્રાતા! જનકસુત ક્યાં છે? તે મુને જલદિ કહીદે. અરે તેનું કોઈ હરણ કરી ગયું કે શું? ચાલ! ચાલ! વનમાં કોઈને પુછી જોઇએ. અરે! સીતા! તું ક્યાં ગઈ, કેમ બોલતી નથી! જ્યાં હોય

ત્યાંથી ઝટ આવ, હાય! હાય! લક્ષમણ આ શું થયું ? અરે ! ચંદ્રમુખી સ્ત્રી તું કયાં ગઇ! તારા વીના મુને ધૈર્યતા રેહેતી નથી. હવે હે ! તરલ નયન વાળી સ્ત્રી ઝાઝી વાર થઈ તારા મુખાર્વીંદનો મને દેખાવ દે. અરે ! આ મૃગચર્મ તારા વાસ્તે લાવ્યોછું તે તું જોતો ખરી! ઓ લક્ષમણ આ શો જુલમ! જાનકિજી બોલ્યા વિના રહે નહીં. હે ઓ વૃક્ષો અને પાષાણો એ જાનકિજીને દીઠી હોય તો કહો. એ કયાં ગઈ છે. અરે ! આતો કેમ કોઇ બોલતા નથી. મેં તમારૂં શું ભુંડું કર્યું છે? અરે ઓ લક્ષમણ દુખ વખતે મિત્ર હોય તે પણ શત્રુ થઇ પડે છે. ખટગુણ સંપાદાન ધર્મ પત્ની અને મધુર ભાષિણી સ્ત્રી કયાં દેખીશ? હાય! હાય! આશો જુલમ થયો. વિર ચાલો આપણે શોધ કરીએ.

( એમ કહી બંને જણ જાય છે. )

---

## પ્રવેશ પાંચમો.

### સ્થળ—રૂષીમુખ પર્વત.

**પાત્ર—રામ, લક્ષમણ, હનુમંત** અને **સુગ્રીવ** વીગેરે—

( પંપાશરોવરને તીરે રામ, લક્ષમણના ખોળામાં પોતાનું મસ્તક મેલી, એકવડ નીચે નિદ્રાવશ થાય છે. તે દરમીયાનમાં હનુમંત પ્રવેશ કરે છે.

**હનુમંત**—(મનમાં) આ કોણ હશે? અને શા માટે અહીયાં આવ્યા હશે? (પ્રકાશ) એમ કહી તે વડ ઉપર ચડી, એક ડાળું તેમનાઉપર નાખ્યું. તેને રામે પાયમાલ કીધું. તેથી

હનુમંત વધારે ક્રોધાવેશમાં પોતાના હસ્તમાં પાંચ મોટા પર્વતો લેઇ રામ ઉપર નાંખવા માંડ્યા. તેનો પણ રામે નાશ કીધો. (સ્વગત) આતો કોઈ માહાત્મા પુરૂષો લાગે છે. નહીંતર આવું કૃત્ય તેનાથી બની શકે નહીં. ( એમ કહી નીચે ઉતરે છે.

(ચાશન) આપ કોણ છો ?

**રામ**—અમે ક્ષત્રી પુત્ર છઇએ.

**હનુમંત**—તમારૂં નામ શું ?

**રામ**—અમારૂં નામ રામ તથા લક્ષમણ છે.

( એવું સાંભળવાથી નીચે ઉતરી પાય લાગે છે. )

**હનુમંત**—તમે શામાટે વનમાં આવ્યા છો?

**રામ**—કાંઈ કારણસર તમારૂં નામ શું છે?

**હનુમંત**— **( ગજલ ).**

હું અંજની સુત છું, જંગલમાં મારો વાસ;
સુગ્રીવ છે અમારો રાય, તેનો હું છું દાસ.
તેની પાસ અઢાર પદ્મ, સેના છે સુજાણ;
રૂપી મુખ પર્વત ઉપર, તેનું છે રે'ઠાણ.
ચાલો સુગ્રીવ પાસ તમે, લક્ષમણ શ્રી રામ;
શામાટે રે છોડવું પડ્યું, આપનું સુધામ.
માટે તમે મુંજને, કહોને સત્ય વાત;
અથથિ તે ઇતી સુધી, કહોને સાક્ષાત.

**રામચંદ્ર**—( ટુંકામાં ) ખટ ગુણ સંપાદન ધર્મ પત્ની જે સીતા તેનું હરણ દશાનન કરી ગયો છે, માટે તેની શોધ-

ને સારૂ અમે વનવાસ નિકલ્યા છીએ.

**હનુમંત**--ચાલો રૂષીમુખ પર્વત ઉપર.

( રામ તથા લક્ષમણ ઉપર જાયછે ને સુગ્રીવને મળે છે.)

**સુગ્રીવ**—હનુમંત આ કોણ છે ? મને દેખાવ, ઉપરથી તો કોઈ માહાત્મા પુરૂષો લાગે છે.

**હનુમંત**—એ જગતપીતા રામ તથા લક્ષમણ છે. અને જાનકીજીની શોધ કરવા સારૂં અહીંયા આવ્યા છે. તે સદાચરણી અને સદગુણ નિધાન છે. જો આપણે તેના દાસ થઈ સેવા કરીએ તો કિશકીંધા નગરી ફરી આપને હાથ આવે.

( સુગ્રીવ એવું સાંભળી બે હાથ જોડી પગે લાગે છે. )

**રામચંદ્ર**—તમારૂં નામ શું છે?

**સુગ્રીવ**—મારૂં નામ સુગ્રીવ છે.

**રામચંદ્ર**—તમે શા કારણથી વનમાં આવ્યા છો?

**સુગ્રીવ**—મારા ભાઈ વાળીએ મને દેશપાર કર્યો છે. અને મારી સાધ્વી સ્ત્રી તારાને પણ તેણે રાખી છે, તેથી કરી અમે વનવાસ આવ્યા છીએ.

**રામચંદ્ર**--ઠીક.

**સુગ્રીવ**—હે અયોધ્યાના માહારાજા તમે શા કારણથી જંગલમાં આવ્યા છો? અને અતિશય તાપ શા માટે સહન કરો છો?

**રામચંદ્ર**—મારી મધુર ભાષિણી અને છ ગુણ સંપન્ન ધર્મપત્ની સીતાનું દશાનન હરણ કરી ગયો છે તેથી આવ્યા છઈએ.

સુગ્રીવ—છ ગુણ વાળી ધર્મ પત્નીના ગુણ કયા કયા તે સાંભળવાની મારી રૂચી છે.

રામચંદ્ર—ત્યારે સાંભળ.

श्लोक.

कार्येषुमंत्री, कर्णेषुदासी ।
भोज्येचमाता, शयनेषुरंभा ॥
धर्मेचसाक्षा, क्षमयाधरि ।
षाडगृण्यमेवा, स्तिहिधर्मपत्न्याः ॥

ભાવાર્થ—કામકાજમાં સલાહકાર, સેવા બજાવવામાં દાસી, ભોજન વખતે માતા પ્રમાણે પ્રીતીભાવ રાખનારી, શયન વખતે રંભા જેવી, ધર્મની બાબતમાં સાક્ષકાર અને પૃથ્વીના જેટલી ક્ષમા એવા છ ગુણવાળી ધર્મ પત્ની કહેવાય એવી જે જનક સુતા તેની શોધ કરવા આવ્યા છિઈએ.

સુગ્રીવ— (દક્ષણી લાવણી.)
(ચેનના પડે એ રાહ.)

શોધ મંગાવીશું સિતા શુદ્ધ સતીનીરે, ટેક.
હે વિશ્વાધાર, જીવનહાર, ગુણ ભંડાર;
પ્રીતિ અપાર આપ જાયા પતીનીરે. શોધ.
તેથી કાર્ય શુભ, આપનું થવાનુંરે,
વળીએ નાર, નીતિસાર, સદા ચાર;
પાલનાર, આજ્ઞા આપ પતીનીરે. શોધ.

કેમ છાની રહે જનક સુતા કયાંયરે,
માત મારી, દુઃખ હારી, ગુણ ભંડારી;
છે આ નારી, આપ મહામતીરે. શોધ.

**રામચંદ્ર**—અહો સુગ્રીવ! હવે કિશકીંધા જઈ જ્યેષ્ટ ભ્રાતા, વાળી સાથે સંગ્રામ કર, અને જ્યારે તારી હાર થાય ત્યારે મારૂં નામ લેજે એટલે ત્યાં આવીશ.

**સુગ્રીવ**—માહારાજ હવે હું જાઉંછું. (જાયછે.)

---

## પ્રવેશ છઠો.

### સ્થળ—કિશકીંધા પાસેનું વન.

### પાત્ર—સુગ્રીવ, વાલી, રામ, લક્ષમણ, તારા, હનુમંત અને અંગદ.

(સુગ્રીવે નગરમાં જઇને એકદમ હોકારો કર્યો કે તરતજ વાલી હસ્તમાં ગદાલઈ આવ્યો, અને સુગ્રીવ ઉપર પ્રહાર કરવા લાગ્યો. અન્યોઅન્ય એક જબરજસ્ત યુદ્ધ મંડાણું તેમાં આખરે સુગ્રીવની હાર થવાથી, અરે! રામ અરે! રામ એમ પોકારવા લાગ્યો કે તરતજ રામે બાણ ચડાવ્યું કે પેલો વાલી મુર્છીત થઇને ભોય ઉપર પડયો, એટલે રામ તથા લક્ષમણ પાસે આવ્યા.

(વાલીએ રામને ઓલખ્યા, તેથી કેહેવા લાગ્યો.)

**વાલી**—હે રામચંદ્ર તમે મુને ગુપ્ત મારીને ખોટું કામ કર્યું તમને તમારો ધર્મ છોડતાં કાંઈ દયા ન આવી?

**રામચંદ્ર**—વાલી જો તારી મરજી હોયતો હું તને સજીવન કરૂં છું.

**વાલી**—હે મહારાજ તમારે હાથે મરવાનો ફરી વખત ક્યારે આવે, માટે હમણાજ મારો કાળ કરી ચાલ્યા જાઓ.

(દરમીયાન તારા રાણી તથા તેનો પુત્ર અંગદ પ્રવેશ કરેછે)

તારા— **રામગ્રી.**

(પ્રીયા શોક છોડો તમે એરાગ)

અરેરે! સ્વામીનાથ શું કર્યું, મુકી તમારી નાર,
મારા સામું કેમ બોલતા, નથી તમે આવાર. અરેરે.
તમારો પુત્ર અંગદછે, બોલાવો એકવાર;
અવગુણ મારો ન ધરશો, હુંછું દીનદાર. અરેરે.
ઘર રઝળાવી જતા રહ્યા, એવું ના ઘટે સ્વામ;
નાથ વિનાની અબળા તણું, શું થાશે ઘનસ્યામ. અરેરે.
હવેરે જીવીને શુંકરૂં, ઉડાવી દઊં શીશ;
આ વખતે રહી એકલી, ચાલ્યાગયા અધીશ. અરેરે.

**રામચંદ્ર** **( રાગઉપરનો )**

અરેરે! વિલાપ તું કર નહીં, વાલી વાનરની નાર;
એનો પ્રાણછે અવિનાશી, સતી ગુણ ભંડાર. અરેરે.
માટે મારૂં માની નાર તું, શોકને તુંતો છાંડ;
થવાનું હતું તે થઇ ગયું, સુગ્રીવ સાથે ઘર માંડ. અરેરે.
એમાં દોષ જાણીશ નહીં, જોષીતા તું લગાર;
મુજ વચનથી કરજે, તારા તુંએ આચાર. અરેરે.

(તારા જાયછે)

**રામચંદ્ર**—હે કનિષ્ટ ભ્રાતા લક્ષમણ જનક સુતા મને જરા

વાર વીસરતી નથી, માટે ચાલો તેની શોધ કરવા કો-
ઇ કપીને મોકલીએ. ( એટલામાં સુગ્રીવ આવેછે. )

**સુગ્રીવ**—માહારાજ નમન કરૂંછું.

**રામચંદ્ર**—સુગ્રીવ ! શોધ કરવા કેને મોકલશું ?.

**સુગ્રીવ**—માહારાજ ! મહા પરાક્રમી જે હનુમંત તેને મો-
કલો તો સારૂં.

**રામચંદ્ર**—હનુમંત ! સીતાજીની શોધ કરવા સારૂં લંકા ત-
રફ પ્રવેશ કરો. આજ્ઞા મુજબ

**હનુમંત**—માહારાજ હું જાઊંછું. ( જાયછે )

**બીજો અંક સમાપ્ત.**

## પાત્રજન.

| | |
|---|---|
| સીતાજી ... ... ... | ...રામચંદ્રની પત્ની. |
| હનુમંત ... ... ... | ...રામચંદ્રનો સેવક. |
| જાંબુવાન ... ... ... | ...સદર. |
| અક્ષય... ... ... ... | ...દશાનનનો પુત્ર. |
| ઇંદ્રજીત ... ... ... | ...સદર. |
| બ્રહ્મા... ... ... ... | ...સરસ્વતીના પીતા. |
| રાવણ ... ... ... | ...લંકાપતી. |
| રામ... ... ... ... | ...અયોધ્યાપતી. |
| લક્ષમણ ... ... ... | ...તેનો ભ્રાતા. |
| સુગ્રીવ ... ... ... | ...રામચંદ્રનો સેવક. |
| અંગદ ... ... ... | ...સદર. |
| વીભીક્ષણ ... ... ... | ...રાવણનો ભ્રાતા. |
| કુંભકરણ ... ... ... | ...સદર. |
| સુલોચના ... ... ... | ...ઈંદ્રજીતની સ્ત્રી. |
| કૈકશી ... ... ... | ...દશાનનની માતા. |
| મંદોદરી. ... ... ... | ...રાવણની સ્ત્રી. |
| ત્રીજટા ... ... ... | ...મંદોદરીની દાસી. |

# અંક ત્રીજો.

## પ્રવેશ પેહેલો.

**સ્થલ—અશોક બાગ.**

**પાત્ર—સીતાજી, ત્રીજટા, હનુમંત, અક્ષય, ઈંદ્રજીત અને બ્રહ્મા.**

સીતાજીને ત્રીજટા અરસ પરસ વાત કર્યા કરેછે. એટલામાં હનુમંત દરીયો ઓલંગીને ખોળતા ખોળતા સીતાજી જ્યાં અશોક બાગમાં બેઠાંછે, ત્યાં આવ્યા, ને પાએ લાગેછે.

**હનુમંત**—માતાજી! મુને રામચંદ્રે શોધ કરવા સારૂં મોકલ્યોછે, ને રામચંદ્ર તથા લક્ષમણ રૂપી મુખ પર્વત ઊપર ખુશી મજામાં છે.

**સીતાજી**—(ખુશી થઈને) તારૂં નામ શું છે?

**હનુમંત**—મારૂં નામ હનુમંત છે, માતાજી! મુંને ભુખ લાગીછે.

**સીતાજી**—બાગની અંદર ફળ ફુલ ઘણાં ફુલી રહ્યાંછે, અને ભોંય ઊપર પડેલાં ફળ ખાજે, પણ વૃક્ષથી તોડીને ખાઇશ નહીં.

આવું બોલતું સાંભળી હનુમંત બાગમાં જઈ ફળ ફુલ તથા વૃક્ષ તોડીને ભોંયપાર કરવા લાગ્યા, એટલામાં માળી આવેછે, તેને બાગ ઉજડ કરેલો જોઈ, પાછો વળીને ઘણા રાક્ષસોને તેડી આવેછે. તેમાં સૈન્યનો ઉપરી રાવણનો પુત્ર અક્ષય હતો.

**અક્ષય**—હે વાનર! તારૂં મોત ભમેછે? જેથી તુને આવીમ-

તિ સુઝીછે, હવે ઊઠ! ઊઠ! શું બેશી રહ્યોછું, મારા હાથનું બળ તુંને આજે દેખાડુંછું. આવું કહ્યા છતાં હનુમંત કાંઈ ગણકારતા નથી.

**હનુમંત**—તારૂં નામ શું ?

**અક્ષય**—મારૂં નામ અક્ષય.

**હનુમંત**—તારૂં નામ અક્ષય, પણ હું તારો કરવાનો છું ક્ષય. તારા દીલમાં તું નકી સમજજે.

**અક્ષય**—અલ્યા વાંદર! એ શું બોલે છે ઊઠઊઠ તૈયાર થા. બેશી શું રહ્યો છું.

**હનુમંત**—(કુદકો મારી તેના ખભા ઉપર ચડી બેસે છે. ને તેની ગદા પડાવી. તેને મારી નાખે છે. પછી બધા સૈન્યનો સંહાર કરે છે).

(રાવણને ખબર પડવાથી એકલાખ રાક્ષસીયોને મોકલે છે.)

**રાક્ષસીઓ**—હે વાનર! તું અમારો ભક્ષ છું.

**હનુમંત**—(સ્વગત) આ રાક્ષસીઓ બહુ બળવાન લાગેછે; માટે હું લક્ષ વાનર થઉં, અને એક એકના પેટમાં અકેકો વાનર થઈ પેસું, એટલે તેનું ઊદર ફાડી બહાર નીકળું. (લક્ષ વાનર થાયછે.)

**રાક્ષીઓ**—અલ્યા! વાનર હવે યુદ્ધની તૈયારી કર. એટલામાં પોતે એકેકા વાનરને ગળી જાયછે, ત્યારે વાનરા ઊદર ફાડી બહાર નીકળેછે, એટલે રાક્ષસીઓ મર્ણ પામેછે.

રાવણ અતીશય રીશ લાવીને તેના દીકરા ઇંદ્રજીતને મોકલે છે (આવે છે.)

**ઇંદ્રજીત**—હે વાંનર! તું મારી સાથે યુદ્ધ કર, નહીંતર હું

તને મારી નાખીશ, માટે તૈયાર થા.

**હનુમંત**—હે દશાનનના પુત્ર! શા માટે અહીંયા આવ્યો છું તારા જેવા મે ઘણાને રોળી નાખ્યા છે. તેમાં તું બીચારો કોણ.—

**ઇંદ્રજીત**—હે વાનર! તું મારી પાસે શું લેખામાં છું સાંભળ. ઇંદ્ર જેવા જે રાજા તેને પણ મેં જીત્યા છે. ત્યારથી મારૂં નામ ઇંદ્રજીત પડ્યું છે. માટે તું જલદી ચાલ્યો જા, નહીંતર એકબાણે તારો સંહાર કરી નાખીશ. (હનુમંતે ઓચીંતો કુદકો મારીને ઇંદ્રજીતના રથ ઉપર ચડી બેઠા, ને તેને ભાંગી નાખ્યો, તેથી ઇંદ્રજીત પડી ગયો. હનુમંતે તેનાં વસ્ત્ર ફાડી નાખ્યાં, શરીરે ઉઝરડા ભર્યા, ઇંદ્રજીત નગ્ન હોવાથી એક ભોંયરામાં ગયો. તેવોજ હનુમંતે ભોંયરાનાં મુખ આગળ એક મોટો પથરો મુક્યો. પછી બધાઓનો સંહાર કર્યો. એ સમાચાર રાવણને દ્વાર ગયા. તે સાંભળતાં બ્રહ્માને મોકલ્યા, (બ્રહ્મા પ્રવેશ કરેછે. ને હનુમંતની પ્રાર્થના કરેછે.)

**બ્રહ્મા**— (ઇંદ્રસભાની ઢબની.)

**ગજલ.**

ધન્ય કપી તુજને છે, ધન્ય તારી માત;
ધન્ય તારા બળને છે, ધન્ય તારી જાત.
ધન્ય તારા પૂંછને છે, જોદ્ધા કર્યા સંહાર;
તારા ગુણ વિસ્તારીને, શું કહું આ વાર.
અક્ષય સંહારી, નગ્ન કીધો ઇંદ્રજીત;

રાક્ષસીનો વધ કરી, મેળવી તેંતો જીત.
તારા બળનું માપ, મુજથી નવ કરાય;
ધન્ય તારી મતીને છે, ધન્ય તારી કાય.
પધારોને લંક વિશે, મારૂં માની વચન;
બંધાવો મુજ હાથથી, ઓછું ન ધારો મન.

(એમ કહિ બ્રહ્માએ બ્રહ્માસ્ત્ર નામનુ બાંણુ મુકયું, એટલે હનુમંત બંધાયા.—(તે તથા બ્રહ્મા જાય છે.)

---

## પ્રવેશ બીજો.

### સ્થળ—રાવણની સભા.

**પાત્ર—રાવણ, બ્રહ્મા, હનુમંત**, તથા રાક્ષસો વિગેરે સભા બેઠી છે, એટલામાં બ્રહ્મા હનુમંતને બાંધી પ્રવેશ કરે છે. હનુમંત રાવણની સભામાં આવીને બંધ ત્રોડી નાખેછે. અને તેના કરતાં સવાગજ ઊંચું આસન કરી બેસે છે.

**રાવણ**—હે વાનર! તું કોણ છે? અને તારૂં નામ શું? અને તુંને અહીંયા કોણે મોકલ્યો છે. ને તેં શામાટે મારો અશોકબાગ વીખેરી નાખ્યો છે.

**હનુમંત**—સાંભળ! મારૂં નામ હનુમંત છે, અને હું અંજનીનો પુત્રછું, ને રામચંદ્રનો ભક્તછું.

**રાવણ**—અહીંયા શામાટે મરવા આવ્યોછુ?

**હનુંમત**—તારા પુત્ર અક્ષયને સંહારી ઇંદ્રજીતને નમ્ર કર્યો ત્યારે તું શું લેખામાંછુ ?

**રાવણ**—હે! વાનર એતો નાનું છોકરૂં કે તેનો સંહાર કર્યો પણ મારી આગળ બચવાનો નથી.

**હનુમંત**—હે દુષ્ટ! મને રામચંદ્ર શિવાય મારનાર કોઈ છેનહીં.

**રાવણ**—અલ્યા વાનર તારૂં મોત ભમેછે કે શું ?

**હનુંમત**—હે દુષ્ટ! હું અસુરોનો કાળછું.

**રાવણ**—હે! વાનર તારૂં મોત શીરીતે છે, તે તું ન બતાવે તો તુંને રામની આંણ છે.

**હનુમંત**—(આંણ પાળીને) મારૂં મોત મારૂં પુંછ બાળવાથી છે.

**રાવણ**—હે રાક્ષસો! ઉભા થાઓ અને ગામમાંથી ગોદડાં તથા તેલ લેઈ આવો. (લઇ આવે છે)

**રાક્ષસો**—હનુમંતને પુંછડે ગોદડાં બાંધી તે ઉપર તેલ રેડે છે અને સળગાવે છે.

(પછી હનુમંતે આખી લંકા વિભીક્ષણના ઘર શિવાય બાળી નાંખી. પછી પોતાનું પુંછ ઓલવી, બ્રહ્માની પાસે આવ્યા. ને પોતાના પરાક્રમનો પત્ર લખાવી સિતાજીની પાસે આવ્યા. સીતાજીએ નીશાની દાખલ માથાનો મણી આપ્યો. તે લેઇ હનુમંત ચાલતો થયો. (જાયછે)

---

## પ્રવેશ ત્રીજો.

### સ્થળ—રૂષીમુખ પર્વત.

### પાત્ર—રામચંદ્ર, સુગ્રીવ, જાંબુવાન, હનુમંત તથા બીજું સૈન્ય.

(રામચંદ્ર તથા બીજું સૈન્ય બેઠું છે. એટલામાં હનુમંત પ્રવેશ કરેછે.)

**હનુમંત**—(પગે લાગીને) હે રામચંદ્ર! સીતાજીને લંકાનો રાજા હરણ કરી ગયો છે, ને તેમને અશોકબાગમાં બેસાડ્યાં છે, તેનું રૂધીર તથા માંસ સુકાઈ ગયું છે, ને ફક્ત તમારા દેદારને માટે નીજ શરીર રાખ્યું છે, ત્યાં મેં જેજે કામો કર્યા તેનો પત્ર વીધો પાસેથી લખાવી લાવ્યોછું. તે આપ વાંચો, રામચંદ્ર તે પત્ર સુગ્રીવને આપે છે. સુગ્રીવ વાંચે છે.

**સુગ્રીવ**—હે રામચંદ્ર! તેણે પેહેલવેલા લંકામાં પ્રવેશ કર્યો. પછી સીતાજીની પાસેનો જે અશોકબાગ તે ઉજડ કીધો, પછી રાવણનો પુત્ર અક્ષય તેમજ લક્ષ રાક્ષસીઓને સંહારી જીત મેળવી. પછી ઇંદ્રજીતને નમ્ર કીધો. ત્યાર પછી મારી પાસે આવ્યા. હનુમંતે મારી આજ્ઞા પાળી. લંકા બાળી નાખી. પછી મારી પાસેથી પત્ર લખાવી, સીતાનું દરશન કરી, ત્યાંથી નીશાની દાખલ સીતાજીનો મણી લઈ તમારી તરફ પ્રવેશ કર્યો છે.

**જાંબુવાન**—હનુમંતના પરાક્રમતો અવર્ધા છે.

**રામચંદ્ર**—સુગ્રીવ સૈન્ય તૈયાર કરો. એટલામાં ધરડો જાંબુવાન શીખામણ આપે છે.

**જાંબુવાન**— **ગમક છંદ.**

મમવાણ, નકિજાણ, કપટિ મન, આજ દન,
કોય કિશ, જાય શિશ, ખરેખર, સવાનર;
કહું સત્ય, મારિ મત્ય, રામભક્ત, રહો શકત.

(એમ કહી બધું સૈન્ય લંકા તરફ પ્રવેશ કરે છે.

( જાયછે )

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—કૈકશીનો મેહેલ.

**પાત્ર—વિભીક્ષણ, કૈકશી, દશાનન તથા મંદોદરી.**

**મંદોદરી**—પ્રાણનાથ! જગતમાત જે સિતાજી દરશન કરવા લાયક, અને અહર્નીશ પુજવા લાયક, તેને રાખવાથી સારૂં થશે નહીં.

**દશાનન**—પ્યારી! રામચંદ્ર જે વનના ભીલડા તેથી શું થવાનું છે? તેતો મારો ભક્ષ છે, તેનાથી ડરી હું પાછો પગ દેવાનો નથી, તું નકકી સમજજે.

**મંદોદરી**—( આજીજીથી.)

**દીંડી.**

તમે મેલી આવો, રામ તણી નારી
કાયા હોય જો, તમને બહુ પ્યારી.
મારા વચનને, તમે સત્ય ધારી          તમે.
મારૂં માનજો, નકી તમે વચન,
તો જાઓ તમે, વેગથી આજ દન;
સત્ય ધારીને, કુબેર તણા તન.          તમે.
વીશ્વાધારછે, સદ્દગુણ ભંડાર,
અહંકાર નથી, ઉર જેને લગાર,
માટે મેલવા જાઓ નિરધાર.          તમે.

**દશાનન**-–મારૂં શીશ જાયતો શું થવાનું? પણ પ્યારી કદી બનવાનું નથી. એટલામાં વિભિક્ષણ આવેછે.

**વિભિક્ષણ**—અહો! જેષ્ટ ભ્રાતા! આપને કહેવું મુનાસબ નથી તોપણ હું એટલું કેહેવાની રજા લઉં છું કે સતી

શીરોમણી, સદ્દગુણ સંપન, સદ્દાચાર પાલવાવાળી સ્ત્રી તે સર્વેની માતા તુલ્યછે, ને જેના દેદારથી સર્વે સંકટ નીવારણ થાયછે, એવી જે જનકસુતા તેને તું તારા દુષ્ટ કરથી હરી લાવ્યો, તેમાં તુંને કાંઈ શરમ ન લાગી? અરે! એ વખત તારી મતી ગુમ કેમ થઈ ગ-ઈ? હાય! હાય! આ શો કોપ! અરે! આ વીચાર તારે સ્વપ્નામાંએ લાવવો નહીં હતો? અરે! જેના ચર-ણ ધોઇ પીવા લાયકછે, એવાં જે જગત માત સીતાજી તેને તું હરી લાવ્યો. હાય! હાય! તારૂં કાલજું કોરાયું નહી? અરે! તું સતીના પાલવને બાઝયો? એ તારા મો-તની નીશાનીછે. અરે! બનવાનું હતું તે બન્યું. દીલ-ગીરી ઓછી નથી? પાપ પણ ઓછું નથી? અરે! એ-વો સંકલ્પ મનમાં નોતો લાવવો. હાય! હાય! અફશો-સ! અફશોસ! એમ કહીને મુર્છીત થાયછે. થોડીવાર પછી સાવધ થઇને, અરે! જેષ્ટ ભ્રાતા! સદ્દગુણ ભં-ડારી, સમયાનુંસાર, તેજસ્વી, ગુણજ્ઞ, નેકટેકી, અદલ ન્યાઈ, નીડર અટંકી, પ્રજાને પુત્ર ગણીને પાળ નાર એવાજે રામચંદ્ર તેની પતીવ્રતા સ્ત્રી જે આ-પણી માતા તેને હે દુષ્ટ રામચંદ્રને સુપ્રત કર.

દશાનને— ક્રોધનાં આવેશમાં.

(સુણો દિલી તખ્ત ધરનાર એ રાહ)

અરે શું બકેછે નીચ બુદ્ધિ ભ્રાત,
વચન દુષ્ટ તું તો ફેંકેરે;
રામચંદ્ર તણી શું છેરે વિશાત. વચન.
કેવા વિચાર કરેછે ખોટાં મન. વચન.

પણ જરાએ નથી મુને પ્રસન. વચન.
શર્મ પોંચે નહીં કેમ તુંને ભ્રાત. વચન.
પુરે પુરો કરૂં જો જે ઊતપાત. વચન.
આજ દીન સુધી ખાધું મારૂં અન્ન. વચન.
તેનો ખ્યાલ લાવને દુષ્ટ મન. વચન.
તુને ધિક્કારછે બહુ ભ્રાત ક્રુર. વચન.
તેંતો ઓછું કીધું કુટંબનું નુર. વચન.

એમ કહીને દશાનન ડાબો પગ મારેછે, તેથી તે ક્રોધાતુર થઈ, પોતાની મા કૈકશી પાસે જાયછે.

**વિભિક્ષણ**—કૈકશી પ્રત્યે, માતુશ્રી! જેષ્ટ ભ્રાત દશાનનને સારી શીક્ષા આપતા, તે ક્રોધાતુર થઈને, મને માર્યો. તેથી કરીને માતુશ્રી! હું રામના પક્ષમાં જાવાને ઇચ્છા રાખુંછું. પછી આપની આપેક્ષા.

**કૈકસી**—પ્યારા પુત્રા તું ઘણી ખુશીથી જા, એમ મારી આજ્ઞાછે.

**વિભિક્ષણ**— (રાગ આશાગોડી.)

આજ્ઞા શીર ચડાવું, માતુ તારી આજ્ઞા શીર ચડાવું,
તુજ વચન સત્ય કરીને, રામ તણા પક્ષમો જાવું. માતુ.
જેષ્ટ ભ્રાતાછે દર્પ ભંડારી, તે થકી માતુ દુર થાવું. માતુ.
તુજ આજ્ઞા ભંગ કરી હું, કુળ નહીં માતુ લજાવું. માતુ.
જો હું આજ્ઞા તારીરે તોડું, નફ્ટ અર્ધમી કહાવું. માતુ.

(એમ કહી રામ પાસે જાયછે.)

---

## પ્રવેશ પાંચમો.

### સ્થળ—રણ ભુમી.

**પાત્ર—રામચંદ્ર, લક્ષમણ, ઇંદ્રજીત, રાવણ, સુલોચના**

( લક્ષમણના બાંણુથી ઇંદ્રિજીત મરેછે, તેથી તેની પ્રીયા સુલોચના શોચ કરેછે.)

**સુલોચના— (રાગ ભરથરીનો)**

કોપ શું કર્યો ધરાપતિ, કીધો કાળો કેરજી;
સમય આવીને ઊભો રહ્યો, લીધું જેણે વેરજી. કોપ.
શિવ! શિવ! શિવ! આ શું થયું, ચાલી ગયા મમ નાથજી;
અઘટીત કર્મ આ શું કર્યું, થઈ અબળા અનાથજી. કોપ.
સાચી જો નારી પતીવ્રતા, કાપું મારૂં શીશજી;
પતીની સાથે બળી મરૂં, પ્યારૂં નથી તન ઈશજી. કોપ.
જીવીને હવે હું શું કરૂં, બળી મરૂં મહેશજી;
વાસ કરૂં કૈલાશમાં, પતી સાથે ધરેશજી. કોપ.

(એમ કહી બળી મરેછે.)

**રામચંદ્ર**—( લક્ષમણ દશાનનના બાણથી મુર્છીત થાયછે તેથી તે શોચના કરેછે.)

**લલિતછંદ**

અરરર! આજ આ, સુખ તો ગયું, સબુર થાય ના, દુઃખ જે પડયું;
વિપિનમાં હવે, શું ઉપાયરે. મરણ જીવતે, હાય! હાયરે!
નશિબ માહરૂં, આજ ફુટિયું; નિમિશ માત્રમાં, શું થઈ ગયું.
ઉદર અગ્નિ તો ના બુઝાયરે, મરણ જીવતે, હાય! હાયરે!
અખિલ દુઃખ તો, થાયરો મુને, ઘટિત આ નથી, ભ્રાતરે તુને;
ઉર વિશે બહુ શોચ થાયરે! મરણ જીવતે, હાય! હાયરે!

અરર! સુખતો, ક્યાંથીરે! મળે, દુખદ આ દશા, કેમરે ટળે;
થરથરી રહી, મારિ કાયરે, મરણ જીવતે, હાય! હાયરે!

( પછી દ્રોણાચરર લાવી, લક્ષમણને સજીવન કરે છે. દશાનનનો કાળ થાય છે. ને રામ સીતાને લેઇ સૈન્ય સહીત અયોધ્યા તરફ ગમન કરે છે )

**સર્વપાત્રો**—નાટક થઈ રહ્યા પછી.

## રાગ કલ્યાણ.

દર્પને તજો, પ્રભુ પ્રીતે ભજો,
આશીશ અમ આપ પ્રત્યે, વિજય પામજો. દર્પ.
આર્ય ભ્રાતનું હિત ચાહીને, કીધોછે આ ખેલ,
ભુલ ચુકતો માફ કરશો, ખામી ખોડ રહેલ. દર્પ.
પ્રભુ ભક્તિમાં લીન થાઓ નર, ત્યાગીને અહંકાર,
નખોદવાળે તેહ સર્વનો, સ્વપ્ને ના વિચાર. દર્પ.
જુઓ રાવણે કીધો હતો, અતી ઘણો અહંકાર,
મૃત્યુ પામ્યો તુર્ત તેહતો, પળ નવ લાગી વાર દર્પ.
વળી લોભાણો પરદારાથી, દુરયોધન રાજન;
ચક્ર વ્યુહમાં તે ચંપાણો, ખોઈ તનને ધન. દર્પ.
સ્વચ્છ દિલથી ભક્તિ માગી, ઈશ્વર તારી પાશ;
નમન કરેછે બે કરજોડી, પ્રીતે ગોકલદાશ. દર્પ.



# અગાઉથી થએલ ગ્રાહકોનાં મુબારક નામ.

| પ્રત. | નામ. | હોદ્દો. | ગામ. |
|---|---|---|---|
| ૧૦૦ | મહેરબાન શેઠસાહેબ હોરમસજી દીનશાજી વાડીઆ, એ-ડીટર એન્ડ એકાઉન્ટંટ મોરબી રેલવે. | | મોરબી. |
| ૫૦ | નેકનામદાર ખુદાવીંદ માહારાણા. શ્રીજી રણમલસીંગજી ભગવતસીંગજી | દરબારસાહેબ. | સાણંદ. |
| ૫૦ | રા. રા. ફતેચંદ દોલતચંદ. | કારભારીસાહેબ | ,, |
| ૧૦ | રા. રા. કીરચંદભાઇ દામોદરભાઈ. | હેડ ગાર્ડ | મોરબી. |
| ૫ | નેકનામદાર ખુદાવીંદ ખાનશ્રી મોહમદખાનજી. | કુમાર સાહેબ. | ખડીઆ. |
| ૫ | રા.રા. અમરચંદભાઇ ઝવેરચંદ. | નાયબદીવાનસાહેબ. | મોરબી. |
| ૪ | રા.રા. મઘાભાઈ. | મ્યુનીસીપાલખાતાના ઉપરીસાહેબ. | મોરબી |
| ૪ | રા. રા. સુંદરજી લક્ષ્મીચંદ. | ઓડીટકલાર્ક. | મોરબી. |
| ૪ | રા. રા. ઓધવજી ડોસાભાઇ. | ,, | ,, |
| ૪ | એલીમ વાઘજી ડોસા. | ઓડીટ દફતરી. | ,, |
| ૪ | મી. લારેન્સ ફરનાનડીસ. | મોલડર. | ,, |
| ૩ | રા. રા. કૃશ્નારાવ હરી. | સબસ્ટોરકીપર. | ,, |
| ૩ | રા. રા. નરસીંગરાવ હરી. | ફીટર. | ,, |
| ૨ | રા.રા. રેવાશંકર શોમચંદ. | હીસાબીદફતરના ઉપરીસાહેબ. | ,, |
| ૨ | રા. રા. ગજાનન ગોપાળ. | ઓવર સીયર. | વાંકાનેર. |
| ૨ | રા. રા. હરખચંદ જગજીવન. | કેન્ડીડેટ. | મોરબી. |
| ૨ | રા. રા. કેસરમીયાં દલુમીયાં. | હેડકોન્સ્ટેબલ. | ,, |

| | | | |
|---|---|---|---|
| ૧ | રા.રા. ઝવેરચંદ હરજીવન. | પો૰સુપ્રીન્ટેન્ડેન્ટના સીરસ્તેદાર. | ,, |
| ૧ | રા. રા. અંબાશંકર મયાશંકર. | પંચકોશી થાણદાર. | ,, |
| ૧ | રા. રા. મુગટરામ શામજી. | બક્ષી. | ,, |
| ૧ | મી. એ. માર્કસ. | મેનેજર સાહેબના હેડકલાર્ક. | ,, |
| ૧ | રા. રા. ઈંદિરજી લાલજી. | | કલકત્તા. |
| ૧ | રા. રા. પ્રભાશંકર કેશવજી. | મેનેજર સાહેબનીઓ-ફીસના કલાર્ક. | મોરબી. |
| ૧ | રા. રા. પ્રભાશંકર વલમજી. | ગાર્ડ | ,, |
| ૧ | રા. રા. વનમાળીદાસ જેઠાભાઇ. | ઓડીટકલાર્ક. | ,, |
| ૧ | રા. રા. રામજી પ્રજારામ. | ,, | ,, |
| ૧ | રા. રા. ફુલચંદ હેમચંદ. | ,, | ,, |
| ૧ | રા. રા. વીઠલદાશ પ્રેમજી. | ટ્રાફીક ઓડીટ બ્રંચના હેડ. | ,, |
| ૧ | રા.રા. હરખચંદ નેણસીભાઇ. | સરન્યાયાધીશ કોર્ટના કલાર્ક. | ,, |
| ૧ | રા. રા. ફુલચંદ વલમજી. | લાયબ્રેરીઅન. | ,, |
| ૧ | ચાવડા ખીમા ડાયા. | પોલીશલેશ નાયક. | ,, |
| ૧ | મુકરાણી ચાઊસ મામદઅલી. | | ,, |
| ૧ | રા. રા. પ્રેમસંગ પ્રતાપસંગ. | મોટા રસાલાના હવાલદાર. | ,, |
| ૧ | રા. રા. શીવશંકર ત્રીકમજી. | પોલીસપટેલ. | ટીબડી. |
| ૧ | રા. રા. રૂગનાથજી મોરારજી. | ,, | નાગડાવાસ |
| ૧ | રા. રા. પ્રાણજીવન પીતાંબર. | પોલીસકોર્ટના ઉમેદવાર. | મોરબી |
| ૧ | રા. રા. મનસુખ પાનાચંદ. | ,, | ,, |
| ૧ | શા. નાનચંદ રાયચંદ. | વેપારી. | ,, |
| ૧ | પરી. ગોરધન મહાદેવ. | ,, | ,, |

| | | | |
|---|---|---|---|
| ૧ | રા. રા. મયાશંકર અમરચંદભાઇ. | કેશીયર. | ,, |
| ૧ | રા. રા. ભુદર નથુ. | | ,, |
| ૧ | કમાનગર અબા અબદેરેમાન. | | ,, |
| ૧ | રા. રા. કરસન સવજી. | મીસ્ત્રી. | રાજકોટ. |
| ૧ | રા. રા. પ્રેમચંદ લખમીચંદ. | ટાઇમકી પર. | વાંકાનેર. |
| ૧ | રા. રા. માણેકચંદ રવજી. | સ્ટોરકીપર. | મોરબી. |
| ૧ | રા. રા. ગુલાબચંદ દેવચંદ | જુના દફતરના ઉપરી સાહેબ. | ,, |
| ૧ | રા. રા. રંગીલદાસ ખુશાલશંકર. | જુના દફતરના કલાર્ક. | ,, |
| ૧ | રા. રા. દુલભજી વલમજી. | ,, | ,, |
| ૧ | રા. રા. ગોરધનદાસ કલાણજી | ઈન્જીનીયરીંગ ઓ૦ કલાર્ક. | ,, |
| ૧ | રા. રા. નાનચંદ હરજીવન. | ,, | ,, |
| ૧ | રા. રા. પોપટ મનજી. | ,, | ,, |
| ૧ | રા. રા. મોહનલાલ નાગરદાસ. | વેપારી. | ,, |
| ૧ | પરી. અમૃતલાલ પ્રેમચંદ. | ,, | ,, |
| ૧ | રા. રા. માણેકચંદ લાલચંદ. | ટાઇમકીપર. | ,, |
| ૧ | રા. રા. મનસુખલાલ રાજપાળ. | ટેલીફોન માસ્તર. | ,, |
| ૧ | રા. રા. કાનજી રૂડા. | મીસ્ત્રી. | ,, |
| ૧ | રા. રા. ગોવીંદજી દાદાભાઇ. | સ્ટોર એકાઊન્ટંટ. | ,, |
| ૧ | ઓઝા. રાઘવજી. | | , |

# જાહેર ખબર.

"મણિરત્ન" એ નામનું બારપેજી એક ફરમાનું માસીક ચોપાનીયું મોરબી રેલવેના ઑડીટર એન્ડ એકાઉન્ટંટ મે. શેઠ સાહેબ હોરમસજી દીનશાજી વાડીઆના આશ્રયથી અમારા તરફથી બાહાર પડે છે. તેમાં વિદ્યા, હુન્નર, નીતિ, શિયળ, ઈશ્વર મહીમા, ભક્તિ વીગેરેના વિષયો, કવિતા, તેમજ વિચિત્ર અને પવિત્ર છે ચરિત્ર જેનાં એવા મહાન પુરૂષોની કથા આદિ અનેક વિષયો દાખલ કરવામાં આવે છે; માટે સર્વે આર્ય સદ્ગ્રહસ્થોને અમારી નમ્રતા પુર્વક વીનંતી જે ગુર્જર ભાષાના શોકીન અમારા કદરદાન ભાઇઓ આ માસીક ચોપાનીયું ખરીદવા અમુલ્યતક ચુકશો નહીં.

આ ચોપાનીયાની કીંમત ઘણીજ થોડી એટલે અહીંના ગ્રાહકો પાસેથી એક વરસના અગાઉથીજ રૂ ૦-૭-૦ અને બાહાર ગામ વાળા પાસેથી ટપાલ ખર્ચ સીખે રૂ ૦-૧૦-૦ લેવામાં આવશે. એજંટ થઈ સામટી પ્રતો મંગાવનારને ટપાલ ખર્ચમાં કીફાયત થશે. દશ પ્રત સામટી મંગાવનારને એક પ્રત ભેટ આપવામાં આવશે. જેઓને મંગાવવાની મરજી હોય તેઓએ નીચેના શીરનામે લખી મોકલાવવા મેહેરબાની કરવી.

નાનીબજાર, }
મોરબી—કાઠિયાવાડ. }

ગોકળદાસ લાલચંદ. અને
ઓઘડલાલ ખીમચંદ.
મણિરત્નના મેનેજર.